

॥ શ્રી ઉમિયાય નમઃ ॥

# શ્રી
# અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવક સંઘ

# બંધારણ અને ધારાધોરણ



સંવત : ૨૦૩૪

ઇસ્વીસન : ૧૯૭૮

છપાવી પ્રસિદ્ધ કરનાર :
કારોબારી સમિતિ,
શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવક સંઘ
૧૦૦A, એસ. પી. મુખરજી રોડ, કલકત્તા-૭૦૦૦૨૬.



॥ શ્રી ઉમિયાય નમઃ ॥

# શ્રી
# અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવક સંઘ

# બંધારણ અને ધારાધોરણ



સંવત : ૨૦૩૪

ઇસ્વીસન : ૧૯૭૮

છપાવી પ્રસિદ્ધ કરનાર :
કારોબારી સમિતિ,
શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવક સંઘ
૧૦૦A, એસ. પી. મુખરજી રોડ, કલકત્તા-૭૦૦૦૨૬.

# શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવક સંઘ

## નમ્ર નિવેદન

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવક સંઘના આ બંધારણની પુસ્તિકા આપ સૌના કરકમલમાં સાદર અર્પણ કરતાં ગૌરવ અનુભવીએ છીએ.

આ સંસ્થાની સ્થાપના ડીસેમ્બર ૧૯૭૨માં શ્રી નવચેતન પાટીદાર યુવક મંડળ, કલકત્તાના આવાહન-સંયોજનથી આવેલા જુદા જુદા પ્રાંતોના પ્રતિનિધિઓની સભામાં થયેલ. સંસ્થાનું નામ "શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવક સંઘ" નક્કી કરવામાં આવેલ.

ત્યારબાદ ફેબ્રુઆરી ૧૯૭૩માં પૂના (મહારાષ્ટ્ર) મધ્યે મળેલ પ્રતિનિધિઓની સભામાં સંસ્થાનું વ્યવસ્થિત રૂપ આપવામાં આવેલ, અને વહિવટ ચલાવવા માટે તદર્થ સમિતિ અને માર્ગદર્શન આપવા માટે સલાહકાર સમિતિની રચના કરવામાં આવેલ. આ સમિતિઓ જાહેર અધિવેશન ભરાયા સુધી કાયમ રહે તેવું નક્કી થયેલ. આ સભામાં સંસ્થાના ઉદ્દેશો, પ્રવૃતિઓ, કાર્યક્ષેત્ર અને સભ્યપદ વિ. બાબતો પર ચર્ચાવિચારણા બાદ નિર્ણયો લેવાયેલ અને તે મુજબ બંધારણ તૈયાર કરવા નીચે મુજબના પાંચ માનનિય સભ્યોની "બંધારણ રચના સમિતિ"ની નિયુક્તિ થયેલ.

૧. શ્રી પચાણ શીવજી પટેલ (નાગપુર) ૨. શ્રી માવજી પેથાભાઈ પોકાર *B.A.* (મુંબઇ)
૩. શ્રી અખેરાજ પ્રેમજી પટેલ *B.A.* (કલકત્તા) ૪. પ્રિ. રતીલાલ એલ. પટેલ *M.Sc.* (તલ્લોદ)
૫. શ્રી નાનાલાલ વિ. ઉકાણી *B.A.,L.L.B.* ભૂજ (કચ્છ)

ઉપરોક્ત સમિતિએ આપણા સમાજની સામાજીક પરિસ્થિતિ અને વસવાટની દ્રષ્ટિએ ભૌગોલિક પરિસ્થિતિ તેમજ અન્ય બાબતો લક્ષમાં લઈ, વહિવટી સુગમતા સચવાય તે નજર સમક્ષ રાખી, આ બંધારણનો સંપૂર્ણ મુસદ્દો તૈયાર કરેલ, જે ઓકટોબર ૧૯૭૩માં હડમતિયા (ગુજરાત) માં મળેલ તદર્થ સમિતિની બીજી સભામાં રજુ કરવામાં આવેલ અને દરેક કલમો ઉપર ચર્ચા વિચારણાને અંતે થોડા ફેરફાર સાથે સર્વાનુમતે પસાર કરવામાં આવેલ.

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવક સંઘની વિધિસરની રચના જાહેર અધિવેશન દ્વારાજ થાય અને સંસ્થાનું લેખિત બંધારણ અધિવેશનમાં પસાર થયા પછી અમલમાં આવે તેવો દ્રઢ નિરધાર કલકત્તા ખાતે સંઘની રચના વખતે લેવાયેલ. તે અધિવેશન સં. ૨૦૩૦ના નખત્રાણા—કચ્છ મુકામે ભરવું એમ નકકી થયેલ હતું, પરંતુ પરિસ્થિતિ જન્ય કારણોને લઈને અધિવેશન ભરવાનું સ્વપ્ન સં. ૨૦૩૩માં સાકારિત થવા પામેલ.

અધિવેશન ભરવાનો સમય લંબાતાં, ભારતના ખૂણેખૂણે યુવક સંઘની રચનાનો હેતુ, તેના આદર્શો, પ્રવૃતિઓ અને ભાવી કાર્યક્રમોને વ્યવસ્થિતપણે રજૂ કરવાનો પર્યાપ્ત સમય મળી ગયેલ અને તદર્થ સમિતિની વધુ ચાર સભાઓ અનુક્રમે જબલપુર સપ્ટેમ્બર ૧૯૭૪માં, હૈદ્રાબાદ-સિકન્દ્રાબાદ સપ્ટેમ્બર ૧૯૭૫માં, ઈન્દૌર ઓકટોબર ૧૯૭૬માં અને નખત્રાણા-કચ્છ એપ્રિલ ૧૯૭૭માં યોજાયેલ.

જ્યાં જ્યાં યુવક સંઘની તદર્થ સમિતિની સભાઓ થયેલ તે વિસ્તારના સમાજો અને યુવક મંડળોને સંઘના ઉદ્દેશો, પ્રવૃતિઓ અને ભાવી કાર્યક્રમોનો પરિચય મળતાં, યુવક

સંઘની ઉપયોગિતા સ્વીકારી તેને આવકારેલ, સાથે સાથે તદર્થ સમિતિ તેમજ સલાહકાર સમિતિના સભ્યો દરેક જગ્યાઓની સામાજીક, શૈક્ષણિક કે આર્થિક પરિસ્થિતિનો અને સ્થાનિક યુવક પ્રવૃતિઓનો આછેરો ખ્યાલ મેળવી શકયા, જે યુવક સંઘનાભાવી વિકાસમાં ઉપયોગી નિવડશે.

તદર્થ સમિતિએ પસાર કરેલ બંધારણ યુવક સંઘના અધિવેશન દરમ્યાન તા. ૨૨-૫-૭૭ના રોજ કચ્છ, ગુજરાત અને અન્ય પ્રાંતોના મળી કુલ ૨૮૦ પ્રતિનિધિઓની વિષય વિચારણી સમિતિની સભામાં રજુ કરવામાં આવેલ. દરેક કલમો, પેટા કલમો ઇત્યાદી ઉપર ઝીણવટ ભરી ચર્ચા-વિચારણા અને ખુલાસાઓ બાદ સુધારા-વધારાઓ અને ફેરફાર સાથે જાહેર અધિવેશનમાં બહાલી માટે તૈયાર કરવામાં આવેલ.

સં. ૨૦૩૩ના જેઠ સુદ ૫ને સોમવાર તા. ૨૩-૫-૧૯૭૭નો દિવસ કચ્છ કડવા પાટીદાર સમાજના ઇતિહાસમાં સુવર્ણાક્ષરે અંકિત થશે. વર્ષોથી ભારતના ખૂણે ખૂણે વેર વિખેર પડેલ સમાજની યુવા શક્તિએ પૂજ્ય સ્વર્ગીય નારાયણજી રામજી લીંબાણીના જીવન અને કાર્યમાંથી પ્રેરણા મેળવી સંગઠીત રૂપે એક નેજા હેઠળ રહી, સમાજ માટે કંઇક કરી છૂટવાનો બુલંદ અવાજે દ્રઢ નિરધાર જાહેર કરેલ.

તા ૨૩-૫-૧૯૭૭ના બપોર પછી પાટીદાર વિદ્યાર્થી ભવન, નખત્રાણા કચ્છના પ્રાંગણમાં વિશાળ શમિયાણા હેઠળ કચ્છ, ગુજરાંતઅને અત્રય પ્રાંતોમાંથી પધારેલ હજારો ભાઇ-બહેનોની વિશાળ ઉપસ્થિતિ અને સમાજના મુખ્ય કાર્યકર્તાઓના આશીર્વાદ સાથે પ્રથમ યુવક અધિવેશનમાં યુવક કાર્યકર્તા શ્રી ખીમજી લખમશી લીંબાણીના પ્રમુખપણા હેઠળ આ બંધારણ સર્વાનુમતે પસાર કરવામાં આવેલ, અને શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવક સંઘને બંધારણીય સંસ્થા તરીકે તાળીઓના ગડગડાટ સાથે હર્ષોલ્લાસ ભરેલા વાતાવરણ વચ્ચે જાહેર કરવામાં આવેલ. તે સાથે તદર્થ સમિતિના સ્થાને વિભાગવાર પ્રતિનિધિઓની બનેલી પ્રથમ કાર્યવાહક સમિતિની જાહેરાત થયેલ, અને આ પસાર થયેલ બંધારણ છપાવી, પ્રસિદ્ધ કરી તે મુજબ સંસ્થાનું સંચાલન કરવાની જવાબદારીઓ સાથે સત્તાઓ કાર્યવાહક સમિતિને સોંપવામાં આવેલ તે મુજબ આ બંધારણ આપ સમક્ષ સવિનય રજૂ કરીએ છીએ.

આ સંસ્થાનું સ્વરૂપ અને તેના ઉદ્દેશો જોતાં જણાશે કે આપણા સંઘનું કાર્યક્ષેત્ર અતિ વિશાળ ગણાય, તેનો વહિવટ સંભાળવો પહેલી નજરે દુષ્કર અને નિરાશાજનક લાગશે, પણ "નિરાશાથી ન નમે તે યુવાન" અને "અશકયને શકય બનાવે તે યુવાન" આદિ યુક્તિઓને લક્ષમાં રાખી આપણે સૌ પરસ્પર સંપર્કમાં રહી, સંગઠીત રીતે બંધારણને વફાદાર રહી કાર્ય કરશું તો અવશ્ય "આપણી" સંસ્થાને તેના આદર્શાનુસાર સમાજોપયોગી બનાવી શકીશું.

આ બંધારણની શરૂઆતમાં ચાલુ (પ્રથમ) કાર્યવાહક સમિતિની યાદી આપેલ છે અને પાછળમાં યુવક સંઘ રૂપી શિશુને પાંચ વર્ષ સુધી યોગ્ય લાલન – પાલન દ્વારા પગભર કરી અધિવેશન મારફત જાહેર માર્ગ પર લાવનાર તદર્થ સમિતિ તેમજ સલાહકાર મુરબ્બીઓના નામની યાદી તેઓએ કરેલ અથાગ પરિશ્રમને બિરદાવવા આપેલ છે.

આ બંધારણનું ચૂસ્તપણે પાલન કરવું અને કરાવવું એ આપણા સૌની પવિત્ર ફરજ છે એમ સમજી તન, મન અને ધનના ભોગથી યુવક સંઘને વેગવાન બનાવીએ તે માટે પ્રભુ શક્તિ આપે એજ અભ્યર્થના સાથે વીરમીએ છીએ.

લી. આપના,

કલકત્તા,
અષાઢી બીજ, ૨૦૩૪
તા. ૭-૭-૧૯૭૮

ખીમજી લખમશી લીંબાણી પ્રમુખ
દેવજી (જખુભાઇ) વાલજી રૂડાણી મહામંત્રી

# શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવક સંઘ

## —: કારોબારી સમિતિ :—

| | | |
|---|---|---|
| શ્રી ખીમજી લખમશી લીંબાણી | પ્રમુખ | કલકત્તા |
| ,, પ્રિ. રતીલાલ એલ. પટેલ *M.Sc.* | ઉપ-પ્રમુખ | તલ્લોદ (ગુજરાત) |
| ,, જેઠાલાલ મનજી સાંખલા | ,, | મુંબઈ |
| ,, દેવજી (જખુભાઇ) વાલજી રૂડાણી | મહામંત્રી | કલકત્તા |
| ,, ધનજી મેઘજી દિવાણી *B.Com.* | મંત્રી | હૈદ્રાબાદ |
| શ્રીમતિ પુષ્પાબહેન ડી. પટેલ | ,, | મુંબઇ |
| શ્રી હિરાલાલ હંસરાજ ધનાણી | ,, | નખત્રાણા (કચ્છ) |
| ,, માવજી વીસરામ પટેલ | , | નવાનગર |
| ,, અખેરામ વાલજી પારસિયા | ખજાનચી | કલકત્તા |
| ,, ગંગારામ હિરાલાલ સાંખલા | સહ-ખજાનચી | ન્યુ દિલ્હી |
| ,, લખમશી નાચા નાયાણી *B.Com.* | સભ્ય | કલકત્તા |
| ,, અખેરાજ પ્રેમજી સુરાણી *B.A.* | ,, | કલકત્તા |
| ,, કરશન પરબત નાથાણી | ,, | આસનસોલ (બંગાલ) |
| ,, શીવજી મેઘજી પટેલ | ,, | બાલાસર (ઓરિસ્સા) |
| ,, હરિલાલ કાનજી છાભૈયા | ,, | ઝારસુગડા ,, |
| શ્રીમતિ પાર્વતિબહેન હંસરાજ ઠાકરાણી | ,, | ખડગપુર (બંગાળ) |
| શ્રી દેવજી રામજી પટેલ | ,, | થાણા (મહારાષ્ટ્ર) |
| ,, રવજી શીવજી લીંબાણી | ,, | પૂના ,, |
| ,, જીવરાજ દેવશી સુરાણી | ,, | નાગપુર ,, |
| ,, જીવરાજ કરમશી પટેલ | ,, | ઔરંગાબાદ ,, |
| ,, ડાયાભાઇ માધવજી પટેલ | ,, | કોલ્હાપુર ,, |
| , શંકરલાલ રાજારામ લીંબાણી *B.Com.* | ,, | જલગાંવ ,, |
| ,, રતનસી સોમજી પટેલ | ,, | અમરાવતી ,, |
| ,, વીસનજી રામજી પટેલ *B.A.L.L.B.* | ,, | ઇન્દોર (મ. પ્ર.) |
| ડોકટર જયંતકુમાર વાલજી પાંચાણી *M.B.B.S.* | ,, | જબલપુર ,, |
| શ્રી પન્નાલાલ કરશન નાચાણી | ,, | રાયપુર ,, |
| ,, વાલજી અબજી વાઘાણી | ,, | દલ્લીરાજહરા ,, |
| ,, દેવશી હરજી ભગત | ,, | સાગર ,, |
| ,, તેજાલાલ દેવજી લીંબાણી | ,, | સિકન્દ્રાબાદ (આન્ધ્ર) |
| , ભરતકુમાર નથુરામ પારસિયા *B Sc.* | ,, | હુબલી (કર્ણાટક) |

| | | |
|---|---|---|
| શ્રી કેશવલાલ કાનજી ભગત | સભ્ય | બેંગલોર (કર્ણાટક) |
| શ્રીમતી લક્ષ્મીબેન રવજી લીંબાણી | ,, | મદ્રાસ |
| શ્રી લક્ષ્મણ નાનજી પટેલ | ,, | ન્યુ દિલ્હી |
| ,, નાનાલાલ અબજી સાંખલા | ,, | અમદાવાદ |
| ,, હંસરાજ માધવજી રતનાણી | ,, | વડોદરા |
| ,, દેવજી રામજી પટેલ | ,, | સૂરત |
| ,, મણીભાઈ મેઘજી પટેલ | ,, | શીવપુરાકંપા (ગુજરાત) |
| ,, કાન્તીલાલ કે. સેંગાણી B.A. | ,, | ધનસુરા ,, |
| ,, નાનજી પ્રેમજી પટેલ B.Sc. | ,, | ડાકોર ,, |
| ,, શીવજી માવજી પટેલ | ,, | આણંદ ,, |
| કુ. રમીલાબહેન નારાયણ પટેલ | ,, | શેરડીકંપા ,, |
| શ્રી મોહનલાલ શીવજી ધોળુ B.Com. | ,, | નાગલપુર (કચ્છ) |
| ,, દેવજી પ્રેમજી પટેલ | ,, | આણંદસર ,, |
| ,, દયારામ લધાભાઈ પટેલ | ,, | વિગોડી ,, |
| ,, અરવિંદ કરશન લીંબાણી | ,, | કોટડા (જડોદર) ,, |
| ,, નારાયણ વીસરામ પટેલ | ,, | ભુજ ,, |
| ,, કાનજી રામજી પટેલ | ,, | દેશલપુર ,, |
| ,, કરમશી નાગજી પારસિયા B.A. L.L.B. | ,, | અંગિયા ,, |
| ,, કાન્તીલાલ લાલજી પટેલ | ,, | નેત્રા ,, |
| શ્રીમતિ મંજુલાબહેન ના. ઉકાણી B.A. | ,, | ભુજ ,, |
| શ્રી જવાહર કરશન લીંબાણી B.Com | કોપ્ટ સભ્ય | કલકત્તા |
| ,, નારાયણ શીવદાસ લીંબાણી B.Com. | ,, | કલકત્તા |
| ,, ધનજી પ્રેમજી પટેલ B.E. | ,, | મુંબઈ |
| ,, ધનજી શીવગણ રૂડાણી | ,, | મુંબઈ |
| ,, નાનાલાલ શીવજી પટેલ | ,, | વારંગલ (આન્ધ્ર) |
| ,, રામજી ભીમજી પટેલ | ,, | જોરાવરનગર (ગુજરાત) |
| ,, કાન્તીલાલ કે. પટેલ | ,, | ખેડબ્રહ્મા ,, |
| ,, ચંદુલાલ વેલજી પટેલ | ,, | હડમતીયાકંપા ,, |
| ,, કરમશી પચાણ પટેલ | ,, | વરજડી (કચ્છ) |
| શ્રીમતિ ભાનુબહેન વાલજી પટેલ | ,, | ભુજ ,, |



卐 શ્રી ઉમીયાય નમઃ 卐

# શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવક સંઘ

## — બંધારણ અને ધારાધોરણ —

### ૧ નામ :—

આ સંસ્થાનું નામ **" શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવક સંઘ "** રહેશે.

### ૨ ઉદ્દેશો :—

આ સંસ્થા નીચે મુજબના ઉદ્દેશો પાર પાડવા માટે સ્થાપવામાં આવેલ છે :-

૧ કચ્છ કડવા પાટીદાર સમાજના યુવક તેમજ યુવતિઓને એક સૂત્રે બાંધી પરસ્પર પ્રેમ, સહકાર સેવા, સંગઠન તેમજ સામાજીક અને રાષ્ટ્રિય ભાવના કેળવવા.

૨ સમાજમાં કેળવણીનો ફેલાવો થાય તેવા પ્રયત્નો કરવા અને કન્યા કેળવણીને વેગ આપવો.

૩ સમાજનાં ગરીબ ભાઈ–બ્હેનોને શિક્ષણ ક્ષેત્રે તેમજ અન્ય ક્ષેત્રે જરૂરી તેવી દરેક પ્રકારની સહાયતા કરવી અને સહાયતા અપાવવા પ્રયત્નો કરવા.

૪ શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજે સમયે–સમયે પસાર કરેલા જ્ઞાતિ નિયમોનું પાલન કરાવવા તેમજ સમાજમાં પ્રવર્તતિ ધાર્મિક અંધશ્રદ્ધાઓ તેમજ કુરિવાજોને નાબુદ કરવા પ્રયત્નો કરવા અને તે માટે યોગ્ય અસરકારક પગલાં લેવા.

### ૩ પ્રવૃત્તિઓ :—

સંસ્થાના ઉપર મુજબના ઉદ્દેશો પાર પાડવા આ સંસ્થા નીચે મુજબની પ્રવૃત્તિઓ સમયાનુકુળ હાથ ધરશે,

૧ ભારતભરમાં ફેલાયેલ કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિનાં યુવક મંડળોના ભાઈ–બ્હેનોને પરસ્પર પ્રેમ, સહકાર, સેવા અને સંગઠનના સૂત્રે બાંધવા સંઘ અવારનવાર જુદાજુદા સ્થળે અને સમયે સ્નેહ સંમેલનો, ચર્ચા સભાઓ, ધાર્મિક સભાઓ, યુવક અધિવેશનો, આનંદ મેળાઓ, સાંસ્કૃતિક પ્રદર્શનો, પ્રવાસ પર્યટનો, રમતગમત હરિફાઇઓ તેમજ અન્ય સભાઓનું આયોજન કરશે.

૨ સમાજનાં યુવક-યુવતિઓમાં રાષ્ટ્રિય ભાવના કેળવવા તેમજ અન્ય જ્ઞાતિના યુવક-યુવતિઓ સાથે સહકાર અને સંગઠ્ઠન વધારવા આ સંઘ યોગ્ય પ્રસંગો ઉભા કરશે તેમજ તેવા પ્રસંગોમાં યુવક-યુવતિઓને ભાગ લેવા પ્રોત્સાહન આપશે.

૩ સમાજમાં શિક્ષણનો ફેલાવો કરવા સંઘ યોગ્ય એવી બધી પ્રવૃત્તિઓ હાથ ધરશે. સમાજના ગરીબ વિદ્યાર્થી વિદ્યાર્થીનીઓને શિક્ષણ અપાવવા છાત્રવૃતિઓ આપશે તેમજ અપાવશે.

૪ સમાજમાં કન્યા કેળવણી તેમજ પ્રૌઢ શિક્ષણના પ્રચાર માટે યોગ્ય પગલાં લેશે. કન્યા છાત્રાલયો તેમજ વિદ્યાર્થી છાત્રાલયો ઉભા કરવાં પ્રયત્નો કરશે.

૫ સમાજનાં મેધાવી છાત્ર-છાત્રાઓને ઉચ્ચ શિક્ષણ મેળવવામાં માર્ગદર્શન આપશે તેમજ તે માટે શિષ્યવૃતિઓ આપશે અથવા અપાવશે.

૬ પુસ્તકાલયો, વાંચનાલયો, બુક-બેંકો, ઔષધાલયો, વિદ્યાલયો, મહાવિદ્યાલયો તેમજ છાત્રાલયો ઈત્યાદિના નિર્માણ કરવા સમયાનુકુળ પ્રયત્નો કરશે અને તેનું યોગ્ય સંચાલન કરશે તેમજ સંચાલનમાં યોગ્ય મદદ કરશે.

૭ સમાજના નિરાધાર અને અનાથ ભાઈ-બ્હેનોને યોગ્ય સહાયતા આપશે અથવા અપાવશે.

૮ શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજે સમયે-સમયે પસાર કરેલ ઠરાવોને અમલી બનાવવા પ્રયત્નો કરશે અને સમાજમાં ચાલતી ધાર્મિક અને ઈતર અંધશ્રદ્ધાઓ, પરસ્પર પ્રેમ સહકાર અને સમજાવટથી દૂર કરવા પ્રયાસો કરશે તેમજ અવાર-નવાર ધાર્મિક પ્રવચનો તેમજ સભાઓનું આયોજન કરી ધાર્મિક એકતા કેળવવા પ્રયાસો કરશે.

૯ સમાજમાં જાણે-અજાણે ઘર કરી બેસેલ કુરીવાજોને નાબુદ કરવા પ્રયાસો કરશે અને તે માટે યોગ્ય જનમત તૈયાર કરવા સભાઓ તેમજ સમાજના ભાઈઓ-બ્હેનોનો સંપર્ક સાધશે.

૧૦ સમાજે બનાવેલ કોઈ જ્ઞાતિ નિયમ સમયાનુસાર સમાજ હિતને અનુકૂળ ન જણાય તો આ સંઘ તે તરફ સમાજનું ધ્યાન દોરશે તેમજ યુવક-યુવતિઓની લાગણીઓ તેમજ પ્રવૃત્તિઓનો ખ્યાલ સમાજ સમક્ષ પ્રસ્તુત કરશે.

૧૧ સંઘના ઉદ્દેશો પાર પાડવા માટે ફંડ, દાન તેમજ અન્ય સ્વીકૃત રીતે નાણાં એકત્રિત કરવાં, સ્થાવર અથવા જંગમ મિલ્કતો નિર્માણ કરશે અથવા બીજી સ્વીકૃત રીતે ખર્ચ કરશે તેમજ તેવી પ્રવૃત્તિઓ હાથ ધરશે.

૧૨ જ્યાં જ્યાં યુવક મંડળો ન સ્થપાયા હોય ત્યાં તે સ્થપાય તેવાં જરૂરી પગલાં લેશે.

૧૩ સંઘના સદસ્ય મંડળોનાં આંતરિક અને પરસ્પર કલહ તેમજ મતભેદો નિવારવા મધ્યસ્થી કરશે અને સંઘનો તે બાબતનો નિર્ણય તેવા મંડળ અથવા મંડળોને માન્ય ગણાશે.

૧૪ સમાજને પ્રગતિને પંથે લઈ જવા, જ્ઞાતિ હિત સાચવવા તેમજ રાષ્ટ્રિય ઉત્થાન માટે જે કાંઇ સમયાનુકુળ યોગ્ય જણાય તેવી પ્રવૃત્તિઓ હાથ ધરશે.

## ૪ વ્યાખ્યા :—

આ બંધારણમાં વાપરવામાં આવેલ શબ્દોનો અર્થ પૂર્વાપર સંબંધની વિરૂદ્ધ ન હોય તો નીચે મુજબ રહેશે.

૧ " પાટીદાર " પાટીદાર એટલે " કચ્છ કડવા પાટીદાર "

૨ "પાટીદાર સમાજ" પાટીદાર સમાજ એટલે "શ્રી અખિલ ભારત કચ્છ કડવા પાટીદાર સમાજ"

૩ " સંઘ " સંઘ એટલે " શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવક સંઘ "

૪ " સામાન્ય સભ્ય " સામાન્ય સભ્ય એટલે — કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિના યુવક મંડળો.

## ૫ હિસાબી વર્ષ :—

આ સંઘનું હિસાબી વર્ષ " ઈસ્વીસન " અનુસાર પહેલી એપ્રિલથી ૩૧ માર્ચ સુધીનુ રહેશે.

## ૬ સ્થાયી ઓફીસ :—

આ સંસ્થાનું કાર્યાલય બંધારણ અમલમાં આવ્યાથી ત્રણ વર્ષ સુધી કલકત્તા (પશ્ચિમ બંગાળ) ખાતે રહેશે અને ત્યાર પછી સંઘની મળનાર સામાન્ય સભામાં કાર્યાલય બાબત આખરી નિર્ણય લેવામાં આવશે. કાર્યાલયને જરૂરી જણાતાં અન્ય જગ્યાઓએ પેટા ઓફીસો રાખી શકશે.

## ૭ સભ્ય પદ :—

આ સંઘનું નીચે મુજબનું ૨ (બે) પ્રકારનું સભ્યપદ રહેશે.

૧ **સામાન્ય સભ્ય** : ભારતભરમાં સ્થપાયેલ પાટીદાર સમાજનાં યુવક મંડળો આ સંઘના સામાન્ય સભ્યો ગણાશે. આવા સામાન્ય સભ્યોએ પોતાની સભ્ય સંખ્યાનુસાર પ્રત્યેક સભ્યદીઠ રૂા. ૧-૦૦ ના હિસાબે સંઘને વાર્ષિક ફી આપવાની રહેશે.

(**નોંધ** : સંઘનું સામાન્ય સભ્યપદ મેળવવા માટે તેવા મંડળના ઓછામાં ઓછા ૧૦ (દશ) સભ્યો હોવા જરૂરી રહેશે. જ્યાં સભ્ય સંખ્યાને અભાવે મંડળ રચી ન શકાય ત્યાં તેઓ આજુબાજુના વિસ્તારમાં રહેતા આપણી જ્ઞાતિના ભાઈઓનો સાથ લઇ યુવક મંડળ રચી શકશે અને સંઘના સભ્ય બની શકશે.

૨ **માનનિય સભ્ય :** યુવક સંઘને ઉપયોગી થનાર અથવા સંઘના હિતનાં કાર્યો પ્રત્યે લાગણી ધરાવનાર કોઈપણ જ્ઞાતિની વ્યક્તિને સંઘનું ચાલુ કાર્યવાહક મંડળ પોતાની ⅔ ( બે તૃતિયાંસ ) મતની બહુમતીથી માનનિય સભ્ય તરીકે નિયુકત કરી શકશે અથવા માન્ય રાખી શકશે તેમજ જરૂરી જણાતાં ચાલુ કાર્યવાહક મંડળ ⅔ (બે તૃતિયાંસ) મતની બહુમતીથી આવા સભ્યને રદ પણ કરી શકશે.

(**નોંધ :** આ બંધારણ અમલમાં આવ્યા બાદ એક વર્ષ પછી નવા બનનાર મંડળોએ સંઘનું સભ્યપદ મેળવવા માટે સ્વીકૃત અરજી ફોર્મમાં સદસ્યતા માટે અરજી કરવાની રહેશે જે ચાલુ કાર્યવાહક મંડળ દ્વારા સ્વીકૃત થવા બાદ તેઓ સંઘના સામાન્ય સભ્ય બની શકશે.

## ૮ સભ્યપદની સમાપ્તિ :—

૧ કોઇપણ સભ્યનું કાર્ય સંઘના હિતને હાનિકારક જણાય તેમજ સંઘના નિર્ણયને અવગણે અથવા માન્ય ન રાખે તો તેવા સદસ્યને સંઘનું ચાલુ કાર્યવાહક મંડળ તેવા સદસ્ય પાસેથી જરૂરી એવા ખુલાસાઓ માગ્યા પછી જરૂર જણાય તો સભ્યપદેથી દૂર કરી શકશે અથવા સભ્યપદના અધિકારોથી વંચિત રાખી શકશે.

૨ જે સામાન્ય સભ્યોનું લવાજમ બે વર્ષ સુધીમાં આવેલ નહિં હોય તો તેવા સદસ્યને સભ્યપદેથી સમાપ્ત કરી શકાશે. આવા સભ્યે ફરીથી સંઘનું સભ્યપદ મેળવવું હશે ત્યારે અગાઉની બાકી રહેલ સભ્ય ફી અને ચાલુ સાલની સભ્ય ફી આપી કારોબારી મંડળની માન્યતાથી ફરીથી સભ્ય બની શકશે.

(**નોંધ :** કોઈપણ સભ્યનું વર્તન અથવા કાર્ય સંઘને હાનિકારક છે કે નહિં તે બાબતનો સંઘની ચાલુ કારોબારી મંડળે લીધેલો નિર્ણય આખરી ગણાશે અને તે નિર્ણય સર્વે સભ્યોને બંધનકારક રહેશે.

## ૯ મતાધિકાર :—

૧ સામાન્ય સભ્યને સંઘની બધી સભાઓમાં મત આપવાનો અધિકાર રહેશે.

૨ દરેક સામાન્ય સભ્યને પોતાની સભ્ય સંખ્યાના અનુપાતમાં ૧૦ (દશ) સભ્યો પાછળ એક મત આપવાનો અધિકાર રહેશે. દશ સભ્યોના એક હિસાબે વિભાજન કરતાં બાકી રહેલ સંખ્યા ૭ (સાત) કે તેથી વધુ રહે તો તેવી સંખ્યા પાછળ એક મત ગણાશે.

દા. ત. : 'ક' અને 'ખ' બે સામાન્ય સભ્યો છે. 'ક'ની સદસ્ય સંખ્યા ૧૭ની છે અને 'ખ' ની સદસ્ય સંખ્યા ૧૬ની છે. આમ 'ક'ને ૨ (બે) મત આપવાનો અધિકાર રહેશે અને 'ખ'ને ૧ (એક) મત આપવાનો અધિકાર રહેશે.

૩ સામાન્ય સભ્યના પ્રમાણિત પ્રતિનિધિ સભામાં જાતે હાજર રહી મત નોંધાવી શકશે.

૪ જે સામાન્ય સભ્યનું વાર્ષિક લવાજમ વર્ષના અંત સુધીમાં આવેલ નહિં હોય તેવા સભ્યને સભામાં મત આપવાનો અધિકાર રહેશે નહિં, પરંતુ પ્રમુખશ્રીની મંજુરીથી આવા સભ્ય બાકી રહેલ લવાજમ સભામાં ભરી આપી પોતાનો મત આપી શકશે.

## ૧૦ સભાઓ :—

૧ **સાધારણ સભા :** દર ૩ (ત્રણ) વર્ષે સંઘની ઓછામાં ઓછી એક સાધારણ સભા મળશે.

૨ **ખાસ સભા :** ખાસ કારણસર સંઘના કારોબારી મંડળને જરૂર જણાય અથવા તો સંઘના ૧૫ કે તેથી વધારે સામાન્ય સભ્યોની લેખિત અરજીથી બોલાવવામાં આવનાર સભાને ખાસ સભા કહેવામાં આવશે.

૩ **અસાધારણ સભા :** સંઘના બંધારણ અને ધારાધોરણોમાં ફેરફાર કરવા અથવા સંઘની ચાલુ કારોબારી મંડળ વિરૂદ્ધ અવિશ્વાસ પ્રસ્તાવ પસાર કરવા માટે બોલાવવામાં આવેલ સભાને અસાધારણ સભા કહેવામાં આવશે.

## ૧૧ આવશ્યક ઉપસ્થિતિ (કોરમ) :—

સંઘની સભાઓ માટે નીચે લખ્યા મુજબ આવશ્યક ઉપસ્થિતિ (કોરમ)ની જરૂરત રહેશે.

૧ સાધારણ સભા :— આવી સભાની કાર્યવાહી આરંભ કરવા માટે આવશ્યક ઉપસ્થિતિ (કોરમ) સંઘના સભ્ય રજીસ્ટરમાં નોંધાયેલ સામાન્ય સભ્યોના $\frac{1}{10}$ (એક દશાંશ) સભ્યોની રહેશે, આવશ્યક ઉપસ્થિતિના અભાવે સભા મુલત્વી રાખવામાં આવશે અને આ રીતે મુલત્વી રહેલ સભા અસલ સભાના નક્કી કરેલ સમયથી એક મહિનાની અંદર બોલાવવામાં આવશે, આવી સભામાં અસલ સભા માટે નક્કી થયેલ કાર્યો સિવાયના બીજાં કોઈપણ કાર્યો થઈ શકશે નહિં, આમ ફરી મળનાર સભામાં આવશ્યક ઉપસ્થિતિ (કોરમ)ની ગણના કરવામાં આવશે નહિં.

(**નોંધ :-** કોરમના અભાવે મુલત્વી રહેલ સભા અસલ સભાના સમયથી ૨૪ કલાકની અંદર ફરીથી બોલાવવાની હોય તો તેની જાણ અસલ સભા બોલાવવાના પરિપત્રમાં હોવી જરૂરી રહેશે.

૨ ખાસ સભા :— આ પ્રકારની સભામાં આવશ્યક ઉપસ્થિતિ સાધારણ સભાની માફક જ રહેશે.

૩ અસાધારણ સભા ;— આ પ્રકારની સભામાં આવશ્યક ઉપસ્થિતિ સંઘના સભ્ય રજીસ્ટરમાં નોંધાયેલ સામાન્ય સભ્યોનાં $\frac{1}{3}$ (એક તૃતિયાંસ) સભ્યોની રહેશે. પરંતુ બંધારણ સુધારવા

અથવા કારોબારી મંડળ વિરૂદ્ધ અવિશ્વાસ પ્રસ્તાવ સભામાં ઉપસ્થિત સભ્યોની $\frac{2}{3}$ (બે તૃતિયાંસ) બહુમતી અથવા સંઘના પત્રકમાં નોંધાયેલ સભ્યોની કુલ સંખ્યાના $\frac{1}{3}$ (એક તૃતિયાંસ) સભ્યો, આ બન્નેમાંથી જે સંખ્યા વધુ હોય તેટલાં મત સિવાય પસાર કરી શકાશે નહિં.

## ૧૨ સાધારણ સભાનો કાર્યક્રમ :—

આ સભામાં નીચે મુજબનાં કાર્યો હાથ ધરવામાં આવશે.

૧ પ્રમુખ અથવા તેમની ગેરહાજરીમાં ઉપ-પ્રમુખ સભાપતિ તરીકે સભાનું સંચાલન કરશે. બન્નેની ગેરહાજરીમાં સભામાં ઉપસ્થિત સભ્યો પોતામાંથી કોઈપણ એક સભ્યની સભાપતિ તરીકેની વરણી કરશે, અને તેઓ સભાનું સંચાલન કરશે.

૨ સંઘના મહામંત્રી ગત સાધારણ સભાની મીનીટ બુકનું વાંચન કરશે. ચાલુ સભામાં વિચારણીય વિષયોની યાદી રજુ કરશે તેમજ કારોબારી મંડળે કરેલ કાર્યો તેમજ બનાવેલ પેટા નિયમોની આછી રૂપરેખા સભામાં રજુ કરશે.

૩ સંઘના ઓડીટ થયેલ હિસાબોના રજુઆત કરવામાં આવશે.

૪ પ્રત્યેક ત્રીજા વર્ષે સંઘના કારોબારી મંડળના સભ્યોની ચુંટણી કરશે.

૫ સંઘનો આવક જાવકનો હિસાબ તપાસવા માટે ઓડીટરોની નિમણુંક કરશે.

૬ જરૂરત જણાતાં સભા ટ્રસ્ટીઓની નિમણુંક કરશે.

૭ સભ્યો તરફથી આવેલ પ્રસ્તાવો પર ચર્ચા વિચારણા કરવામાં આવશે.

## ૧૩ કારોબારી મંડળ :—

સંઘના દૈનંદિક કાર્ય માટે પ્રત્યેક ત્રીજા વર્ષે મળનાર સામાન્ય સભા ઓછામાં ઓછા ૫ (પાંચ) મહિલા પ્રતિનિધિઓ સહિત ૫૦ (પચાસ) સભ્યોની કારોબારી સમિતિ ચૂંટી કાઢશે. કારોબારી સમિતિને જરૂર જણાતાં અન્ય દશ (૧૦) કો-ઓપ્ટ સભ્યો લઈ શકશે કો-ઓપ્ટ સભ્યો પણ કારોબારી સમિતિના સભ્યો ગણાશે.

કારોબારી સમિતિનો કાર્યકાળ સમાપ્ત થતાં નવી કારોબારી સમિતિ ન રચાય ત્યાં સુધી સંઘનું કાર્ય ચલાવશે.

કારોબારી મંડળ પોતાનામાંથી નીચે મુજબ સંઘના ૧૦ (દશ) પદાધિકારીઓની ચુંટણી બહુમતીથી કરશે,

૧ પ્રમુખ

૨ ઉપ-પ્રમુખો

૧ મહામંત્રી

૪ મંત્રીઓ

૧ ખજાનચી

૧ સહ-ખજાનચી

નોંધ : ૧ કારોબારી મંડળની ચુંટણીની પદ્ધતિ સામાન્ય સભા નક્કી કરશે અને તેને સંબંધિત પેટા નિયમો બનાવી તેમજ સુધારી તેમજ રદ કરી શકશે, જરૂર જણાતાં સામાન્ય સભા ચુંટણી બાબત કમીટી નીમી શકશે.

૨ કારોબારી મંડળમાં ચુંટાનાર સભ્યની વય મર્યાદા ૪૫ વર્ષ સુધીની રહેશે.

## ૧૪ કારોબારી મંડળની સત્તાઓ અને ફરજો :-

૧ સાધારણ સભામાં ચુંટાયેલ કારોબારી મંડળના સભ્યો પ્રથમ સભામાં પોતામાંથી કોલમ ૧૩ અનુસારના પદાધિકારીઓની ચૂંટણી કરશે.

૨ ઓછામાં ઓછી વર્ષમાં એક વખત કારોબારી મંડળની સભા મહામંત્રી બોલાવશે. આવી સભા હિસાબી વર્ષ પુરૂં થયા બાદ ચાર માસની અંદર બોલાવવાની રહેશે.

૩ હિસાબી વર્ષ પુરૂં થયા બાદ મહામંત્રી ચાર માસની અંદર કારોબારી મંડળની સભા ન બોલાવે તો કારોબારી મંડળના દશ સભ્યો આવી સભા બોલાવવા માટે સંઘના પ્રમુખને લેખીત અરજી કરી શકશે અને આવી અરજી મળ્યા બાદ પ્રમુખ એક માસની અંદર આવી સભા બોલાવશે.

૪ કારોબારી મંડળની સભાનું કાર્ય આરંભ કરવા માટે $\frac{1}{3}$ (એક તૃતીયાંસ) સભ્યોની આવશ્યક ઉપસ્થિતિ અનિવાર્ય રહેશે પરંતુ આવી કોઇ સભા આવશ્યક ઉપસ્થિતિના અભાવે મુલતવી રહેશે તો મહામંત્રી અસલ સભાના સમયથી ૧૫ દિવસની અંદર બીજી સભા બોલાવશે આમ બોલાવેલ સભામાં આવશ્યક ઉપસ્થિતિની જરૂરત રહેશે નહીં પરંતુ આ સભામાં અસલ સભા માટે નક્કી થયેલ કાર્યો સિવાયનાં બીજા કાર્યો થઈ શકશે નહીં.

૫ કારોબારી મંડળની કોઈ સભામાં પ્રમુખ અને ઉપ-પ્રમુખો ગેરહાજર રહેશે તો હાજર રહેલા સભ્યો પોતામાંથી પ્રમુખ ચૂંટી લેશે અને આમ ચૂંટાયેલ પ્રમુખ તે સભાનું સંચાલન કરશે.

૬ કારોબારી મંડળની સભામાં પસાર કરેલ પ્રસ્તાવથી કોઈ સભ્યને અસંતોષ થયો હોય તો તે પસાર કરેલ ઠરાવની તારીખથી એક માસની અંદર સંઘના પ્રમુખ પાસે અપીલ કરવાનો તેવા સભ્યને અધિકાર રહેશે, પ્રમુખને યોગ્ય લાગે તો અપીલનો નિકાલ થતાં સુધી આવા પ્રસ્તાવનો અમલ રોકી શકે છે અને તેની જાણ કારોબારી મંડળના સભ્યોને કરશે. આવી અપીલ મળ્યા પછી કારોબારી મંડળની મળનાર પ્રથમ સભામાં તે રજુ કરવામાં આવશે. આવી અપીલ મંજુર કરવા માટે સભામાં હાજર રહેલ સભ્યોના ૨/૩ સભ્યોની સહમતી હોવી જરૂરી રહેશે. અપીલ બાબત જે નિર્ણય લેવામાં આવે તે અંતિમ ગણાશે અને તે સૌ સભ્યોને માન્ય રહેશે.

૭ સંઘનું દૈનંદિન કાર્ય ચલાવવા માટે કારોબારી મંડળ બંધારણના અનુરૂપ પેટા નિયમો બહુમતીથી બનાવી શકશે અને આવા બનેલ પેટા નિયમો સંઘના નિયમો પૈકીના ગણાશે.

૮ કારોબારી મંડળ સંઘનું કાર્ય સુચારૂ રીતે ચલાવવા જરૂરી જણાય તો પેટા સમિતિઓ નીમી શકશે. આવી નિમાયેલ પેટા સમિતિના સભ્યો સંઘના સભ્યો હોવા જોઈએ.

૯ પેટા સમિતિઓ પોતાનું કાર્ય સરળતાથી ચલાવવા બંધારણના નિયમોને અનુકુળ પોતાના નિયમો બનાવી શકશે પરંતુ આવા બનનાર નિયમો માટે કારોબારી મંડળની પૂર્વ મંજુરી મેળવવી જરૂરી રહેશે.

૧૦ કારોબારી મંડળનો કોઇ સભ્ય લાગલગાટ પૂર્વ લેખીત સુચના વિના બે સભાઓમાં ગેરહાજર રહેશે તો તેવા સભ્યને કારોબારી મંડળ યોગ્ય ખુલાશો મેળવી જરૂરી જણાતાં કારોબારી મંડળમાંથી રદ કરી શકશે.

૧૧ રાજીનામું, મૃત્યુ અથવા બીજા કોઈપણ કારણોવસાત કારોબારી મંડળમાં ખાલી થયેલી જગ્યાઓ પુરવાનો અધિકાર કારોબારી મંડળને રહેશે.

૧૨ કોઇપણ બેંકમાં અથવા બેંકોમાં સંઘના નામે ખાતું ખોલાવી શકાશે અને પ્રમુખ, મહામંત્રી તેમજ ખજાનચીઓમાંથી કોઈપણ બે જણાની સહીથી આવું ખાતું ચલાવી શકાશે.

૧૩ સંઘના અધિકારીઓ અને નોકરોને નિયુકત કરવા, બદલી કરવી, નિવૃત થવા પરવાનગી આપવી, નોકરીથી બરતરફ કરવા, નોકરીની મુદત વધારવી, પગારમાં વધઘટ કરવા તેમજ નોકરો માટે જરૂરી જણાતાં યોગ્ય પગલા લેશે.

૧૪ સંઘના અદાલતી કામકાજ માટે પ્રમુખ, ઉપ-પ્રમુખો, મહામંત્રી અને મંત્રીઓ સામુહિક રીતે અથવા તો તેમાંના કોઇ એક યોગ્ય ગણાશે.

૧૫ કારોબારી મંડળ એક સાથે રૂા. ૫,૦૦૦ (રૂપીઆ પાંચ હજાર) સુધીનો ખર્ચ કરી શકશે, તે ઉપરાંતની રકમનો ખર્ચ કરવાનો સવાલ ઉભો થાય તેવી કોઈપણ પ્રવૃત્તિ સંઘની સામાન્ય સભાની મંજુરી લીધા વિના કરી શકશે નહીં.

૧૬ કારોબારી મંડળના સભ્યોને સંઘનો હિસાબ તપાસવાનો, અન્ય નોંધો અને દસ્તાવેજો તપાસવાનો અધિકાર રહેશે.

૧૭ ટ્રસ્ટો ચલાવવા માટે જરૂરી નિયમો બનાવી શકશે અને આવા બનેલ નિયમોની મંજુરી માટે ત્યાર પછી મળનાર સાધારણ સભામાં રજુ કરવાના રહેશે.

૧૮ સ્થાવર તેમજ જંગમ મિલ્કતોનો વહીવટ કરશે.

૧૯ સંઘના ઉદ્દેશો તેમજ પ્રવૃત્તિઓ માટે લેખીત રૂપે યોગ્ય સૂચનો મહામંત્રી પાસે કરી શકાશે.

૨૦ સંઘના પ્રમુખ તેમજ મહામંત્રીને જરૂરી જણાય તો કોઇપણ ઠરાવ બાબત નિર્ણય પરીપત્રો દ્વારા કારોબારી મંડળના સભ્યોના મત જાણી, બહુમત મુજબ નિર્ણય કરી શકશે. આમ લીધેલ નિર્ણય કારોબારી મંડળના નિર્ણય પૈકીનો ગણાશે. પ્રસ્તાવ બાબતના કારોબારી મંડળના સભ્યોના મત લેખીત રૂપે લેવા જરૂરી રહેશે.

૨૧ સંઘના બંધારણને અનુકુળ જ્ઞાતિ હીતનાં બીજા' કાર્યો, જેની સામાન્ય સભાની પૂર્વ મંજુરી મેળવવી જરૂરી ન હોય, કારોબારી મંડળ કરી શકશે.

## ૧૫ સભ્યોના અધિકારો તેમજ ફરજો :-

૧ સંઘના સામાન્ય સભ્યો મતાધિકાર ભોગવશે.

૨ સંઘના સામાન્ય સભ્યો કારોબારી મંડળના સભ્યપદ માટે ઉમેદવારી નોંધાવી શકશે.

૩ માનનિય સભ્યો મતાધિકાર તેમજ કારોબારી મંડળની સદસ્યતાનો અધિકાર ભોગવી શકશે નહિ પરંતુ તેઓ સંઘની સભાઓમાં હાજર રહી ચર્ચામાં ભાગ લઈ શકશે.

૪ સંઘનો આવક-જાવકનો હિસાબ તપાસવાનો અધિકાર રહેશે. પરંતુ હિસાબ જોવા માંગતા સભ્યે તે મતલબની લેખીત અરજી સંઘના મહામંત્રીને ૧૫ દિવસ અગાઉ આપવાની રહેશે.

૫ સંઘની સભાઓમાં બંધારણને આધિન રહીને સંઘથી સંબંધિત કોઈપણ વિષય બાબત પોતાનો ઠરાવ રજુ કરી શકશે, પરંતુ તેવા ઠરાવની લેખિત સૂચના ઠરાવની નકલ સાથે સંઘના મહામંત્રીને સભાના ઠરાવેલ સમયથી ઓછામાં ઓછા બે કલાક પહેલાં આપવાની રહેશે. પ્રમુખશ્રીની મંજુરીથી ચાલુ સભામાં પણ ઠરાવ રજુ કરી શકાશે.

**નોંધ** :–સંઘના બંધારણમાં ફેરફાર સૂચવતો ઠરાવ રજુ કરવો હોય તો તેની પૂર્વ સૂચના પ્રસ્તાવની નકલ સાથે મહામંત્રીને સભાના ઠરાવેલ સમયથી ૨૪ કલાક અગાઉ આપવાની જરૂરત રહેશે, પરંતુ પ્રમુખશ્રીની મંજુરીથી આવો ઠરાવ ચાલુ સભામાં પણ રજુ કરી શકાશે. આમ રજુ થયેલ પ્રસ્તાવ બાબત વિચારણા કરી નિર્ણય લેવા માટે મહામંત્રી બનતી ત્વરાએ સંઘની અસાધારણ સભા બોલાવશે અને તેની જાણ સભ્યોને પરિપત્રો દ્વારા આપશે.

૬ સામાન્ય સભામાં પસાર કરેલા ઠરાવ બાબત કોઇને સુધારો રજુ કરવો હોય તો તેમ કરી શકશે, પરંતુ તે માટે ઓછામાં ઓછા પંદર સામાન્ય સભ્યોની સહીથી મહામંત્રી મારફતે પ્રમુખને લેખિત અરજી કરવાની રહેશે. આવી અરજી મળ્યા બાદ સંઘની ત્યારપછી મળનાર પ્રથમ સભામાં તે રજુ કરી નિર્ણય લેવામાં આવશે.

૭ સંઘના કોઈપણ ૧૫ સામાન્ય સભ્યો સંઘની સભા બોલાવવા માટે લેખિત રૂપમાં કારણો જણાવીને સંઘના મહામંત્રી મારફતે પ્રમુખને અરજી કરી શકે છે. આવી અરજી મળવાથી એક માસની અંદર મહામંત્રી પ્રમુખની મંજુરીથી આવી સભા બોલાવશે. મુદ્દત વિત્યાબાદ મહામંત્રી આવી સભા ન બોલાવે તો અરજદારોને પોતાની સહીઓથી સંઘની સભા બોલાવવાનો અધિકાર રહેશે.

૮ સંઘના બંધારણ અને ધારાધોરણો તેમજ ઉદ્દેશોમાં ફેરફાર કરવાનો તેમજ વધારવા કે ઘટાડવાનો અધિકાર સંઘની અસાધારણ સભાને જ રહેશે.

૯ જરૂર પડતાં ટ્રસ્ટીઓની નિમણુંક કરી શકશે.

## ૧૬ પ્રમુખની સત્તાઓ અને ફરજો :—

૧ સંઘની દરેક પ્રકારની સભાઓનું પ્રમુખસ્થાન સંભાળશે અને સભાઓનું સંચાલન કરશે.

૨ સંઘના બંધારણમાં લખાયેલ કોઈ શબ્દ અથવા વાકયના અર્થ બાબત મતભેદ ઉભો થતાં તેવા શબ્દ અથવા વાકય બાબત પ્રમુખે કરેલ અર્થ આખરી ગણાશે અને તેમનો નિર્ણય સૌ સભ્યોને માન્ય તેમજ બંધનકારક રહેશે.

૩ કોઈપણ સભામાં મતદાન વખતે પ્રમુખ પોતાનો સભ્ય તરીકેના મતનો ઉપયોગ કરી શકશે, પરંતુ કોઇ વિષય ઉપર મત લેતાં બન્ને પક્ષે સમાન મતો હશે તેવા પ્રસંગે પ્રમુખને વધારાનો નિર્ણાયક મત આપવાનો અધિકાર રહેશે.

૪ સંઘની કોઇપણ પ્રકારની સભા બોલાવવાનો બંધારણના નિયમોને આધિન રહીને પ્રમુખને અધિકાર રહેશે.

૫ કાર્યકાળ દરમ્યાન પોતાના હોદ્દાથી છૂટા થવા માગતા હોય તો યોગ્ય કારણ જણાવતું રાજીનામું સંઘના ઉપપ્રમુખોને સોંપી શકશે, જે કારોબારી મંડળની સભામાં મંજુર થવાથી તેઓ પોતાની જવાબદારીમાંથી મુક્ત થઈ શકશે.

## ૧૭ ઉપપ્રમુખોની સત્તાઓ અને ફરજો :-

૧ પ્રમુખની ગેરહાજરીમાં પ્રમુખની બધી સત્તાઓ ભોગવશે અને ફરજોનું પાલન કરશે.

૨ પ્રમુખને સંઘના કાર્યોમાં જરૂરી મદદ કરશે.

૩ પોતાના હોદ્દાથી મુક્ત થવા માંગતા હોય તો તેઓ યોગ્ય કારણ જણાવતું લેખીત રાજીનામું પ્રમુખને સોંપી શકશે, જે મંજુર થવાથી પદભારથી મુક્ત થઇ શકશે.

**નોંધ :-** સંઘની કોઈ સભામાં પ્રમુખ તેમજ ઉપ-પ્રમુખો ગેરહાજર હશે તો સભામાં હાજર રહેલ સભ્યો પોતાનામાંથી કોઈ એક સભ્યને સભાના પ્રમુખ તરીકે ચુંટી લેશે અને આવા ચુંટાયેલ પ્રમુખ તે સભાનું સંચાલન કરશે અને તે સભા પુરતી પ્રમુખની સત્તાઓ ભોગવશે.

## ૧૮ મહામંત્રીની સત્તાઓ અને ફરજો :

૧ સંઘની દરેક જાતની સભાઓ બોલાવશે અને સભ્યોને આવી સભાની જાણ ઓછામાં ઓછા પંદર દિવસ પહેલાં પરિપત્ર દ્વારા આપશે.

૨ પ્રમુખની સલાહથી સભાનું સ્થાન, દિવસ અને સમય નક્કી કરશે.

૩ કાર્યવાહક મંડળની સભાઓ પ્રમુખશ્રીની સલાહથી બોલાવશે અને આવી સભાની જાણ સંબંધિત સભ્યોને સભાના સમયથી ૧૫ દિવસ પહેલાં આપવાની રહેશે, પરંતુ જરૂરી જણાતાં આથી ઓછા સમયમાં પણ સભ્યોને જાણ કરી સભા બોલાવી શકશે.

૪ સંઘની દરેક પ્રકારની સભાઓની કાર્યવાહીની નોંધ (મીનીટ બુક) રાખશે અને સંઘના કાર્યાલયનું સંચાલન કરશે.

૫ સંઘની જુદી જુદી પ્રવૃતિઓ તથા કર્મચારીઓ ઉપર નિયંત્રણ રાખશે, દોરવણી આપશે અને યોગ્ય લાગે તે રીતે બીજી કાર્યવાહી બંધારણને આધિન રહીને કરશે.

૬ સંઘના સભ્યોની યાદી રાખશે અને બીજી દરેક પ્રકારની જરૂરી નોંધો સાંચવશે.

૭ સંઘે પસાર કરેલા પ્રસ્તાવોનું યોગ્ય પાલન કરશે તેમજ કરાવશે.

૮ સંઘના સામાન્ય સભ્યો પાસેથી ખજાનચી દ્વારા વાર્ષિક સભ્ય ફી તેમજ બીજી ફીઓ વસુલ કરાવશે અને પહોંચો અપાવશે.

૯ સંઘના કોઈપણ સભ્ય તરફથી હિસાબ જોવા બાબત લેખીત નોટીસ મળવાથી તેવા સભ્યને યોગ્ય સમયમાં સંઘનો હિસાબ બતાવવાની વ્યવસ્થા કરશે.

૧૦ સંઘને મળનાર ભેટોનો પ્રમુખ વતી સ્વીકાર કરશે અને તેની યોગ્ય પહોંચો આપશે.

૧૧ કારોબારી મંડળે કરેલ કાર્યો તેમજ બનાવેલ પેટા નિયમોનો અહેવાલ સંઘની સાધારણ સભામાં રજુ કરશે.

૧૨ સંઘનું દૈનાંદિક કાર્ય ચલાવવા જરૂરી જણાતાં રૂા. ૧૦૦૦] (રૂપીઆ એક હજાર) સુધીનું ખર્ચ કરવાનો અધિકાર રહેશે. આ રીતે થયેલ ખર્ચની મંજુરી કારોબારી મંડળની ત્યારબાદ મળનાર સભામાં મેળવવાની રહેશે.

૧૩ કાર્યકાળ દરમ્યાન પોતાના હોદ્દાથી મુક્ત થવા માંગતા હોય તો તે માટેનું યોગ્ય કારણ જણાવતું લેખીત રાજીનામું સંઘના પ્રમુખને સોંપી શકશે જે કારોબારી મંડળમાં મંજુર થવાથી પદભારથી મુકત થઇ શકશે.

## ૧૯ મંત્રીઓની સત્તાઓ અને ફરજો :-

૧ વહીવટની દ્રષ્ટિએ અને અધિકારની રૂએ મંત્રીઓ સંઘના મહામંત્રીને આધિન રહીને કાર્યો કરશે.

૨ મહામંત્રીના કાર્યોમાં સાથ અને સહકાર આપશે.

૩ મહામંત્રીની ગેરહાજરીમાં મહામંત્રીની સત્તાઓ ભોગવશે તેમજ ફરજોનું પાલન કરશે.

૪ પોતાના હોદ્દાથી કાર્યકાળ દરમ્યાન મુકત થવા માંગતા હોય તો તે માટેનું લેખીત રાજીનામું સંઘના મહામંત્રીને સોંપી શકશે, જે મંજુર થવાથી તેઓ પોતાના પદથી મુકત થઇ શકશે.

## ૨૦ ખજાનચીની સત્તાઓ અને ફરજો :–

૧ સંઘનો આવક જાવકનો વ્યવસ્થિત હિસાબ રાખશે તેમજ ખર્ચના વાઉચરો, ચોપડાઓ, લોનો, ડીપોઝીટો અને જામીનગીરીઓ વિ. દસ્તાવેજો બરાબર રાખશે.

૨ સંઘના સભ્યો પાસેથી નિયમાનુસાર સભ્ય ફી વસુલ કરશે અને તેની પહોંચો આપશે.

૩ મંત્રીની સહમતીથી સંઘના કર્મચારીઓને નાણાં પગાર કરશે.

૪ કારોબારી મંડળની સુચના મુજબ સંઘની જમા રહેતી રકમનું રોકાણ કરશે.

૫ મંત્રીની સૂચનાથી સંઘના સભ્યોને સંઘનો આવક જાવકનો હિસાબ બતાવશે.

૬ સંઘનું હિસાબી વર્ષ પુરૂં થતાં ત્યાર પછીના એક માસની અંદર આવક જાવકનો હિસાબ પુરો કરી તપાસવા માટે ઓડીટરને સોંપશે.

૭ હિસાબ ઓડિટ થવા બાદ સંઘની કારોબારી મંડળની મળનાર પ્રથમ સભામાં ઓડિટ થયેલો હિસાબ મંત્રી દ્વારા રજુ કરશે.

૮ કાર્યકાળ દરમ્યાન પોતાના હોદ્દાથી મુકત થવા માગતા હોય તો તે માટેનું લેખીત રાજીનામું સંઘના મહામંત્રી દ્વારા પ્રમુખને સોંપી શકશે, જે મંજુર થવાથી પોતાના પદેથી મુક્ત થઈ શકશે.

## ૨૧ સહ-ખજાનચીની સત્તાઓ અને ફરજો :—

૧ સંઘના ખજાનચીના કાર્યોમાં જરૂરી સાથ અને સહકાર આપશે.

૨ ખજાનચીની ગેરહાજરીમાં ખજાનચી તરીકેની બધી સત્તાઓ ભોગવશે અને ફરજોનું પાલન કરશે.

૩ પોતાના હોદ્દાથી મુક્ત થવા માંગતા હોય તો તે માટેનું લેખીત રાજીનામું મહામંત્રીને સોંપી શકશે, જે મંજુર થવાથી પદભારથી મુક્ત થઈ શકશે.

**નોંધ** :—સંઘના કોઇપણ હોદ્દેદાર તરફથી આવેલ રાજીનામાં પર વિચારણા કરવા મહામંત્રી કારોબારી મંડળની સભા બોલાવશે અને રાજીનામાંનો નિર્ણય તે સભામાં કરવામાં આવશે.

## ૨૨ કાર્યપદ્ધતિ :—

૧ સંઘની સભાઓમાં બંધારણમાં જણાવેલ અપવાદો સિવાય બહુમતીથી નિર્ણયો લેવામાં આવશે, મત લેતાં બંને પક્ષે સરખા મતો પડે તો તેવા પ્રસંગે પ્રમુખ પોતાનો નિર્ણાયક મત (Casting Vote) આપી નિર્ણય જાહેર કરી શકશે.

૨ કોઇ પ્રસ્તાવને બહાલી આપવા માટે સભા બોલાવ્યા સિવાય સંઘના પ્રમુખ અને મહામંત્રીને જરૂરી લાગે તો તેવો પ્રસ્તાવ પરિપત્ર દ્વારા સભ્યોને મોકલાવી તેઓના લેખીત મતો જાણી બહુમત મુજબ નિર્ણય કરી શકશે અને આમ લીધેલ નિર્ણય સંઘનો નિર્ણય ગણાશે.

## ૨૩ સામાન્ય સભ્યોનું પ્રતિનિધિત્વ :—

યુવક મંડળો સંઘના સામાન્ય સભ્યો હોતાં સંઘની સભાઓમાં સદસ્ય મંડળ વતીથી તેમની સદસ્ય સંખ્યાનાં અનુપાતમાં દશ સભ્યો દીઠ એક પ્રતિનિધી હાજરી આપી શકશે અને આમ સંબંધિત મંડળના પ્રમાણિત પ્રતિનિધિ સંઘની સભાઓમાં હાજર રહી પોતાનો મત નોંધાવી શકશે. જે મંડળના સદસ્યોને દશથી ભાગ દેતાં બાકી રહેતી સંખ્યા સાત કે તેથી વધુ હોય તો તેઓ તે સંખ્યા માટે એક પ્રતિનિધિ મોકલી શકશે.

દા. ત. :—"ક" અને "ખ" બે સદસ્ય મંડળો છે, "ક" ની સદસ્ય સંખ્યા ૧૭ છે અને "ખ" ની સદસ્ય સંખ્યા ૧૬ છે. સંઘની સભામાં "ક" પોતાનું પ્રતિનિધિત્વ કરવા ૨ પ્રતિનિધિઓ મોકલાવી શકશે. જ્યારે "ખ" એક પ્રતિનિધિ મોકલાવી શકશે.

## ૨૪ મિલ્કતોનો સ્વીકાર :—

સંઘના હીત કે ઉપયોગ માટે ભેટો, કાયમનાં ટ્રસ્ટ ફંડો તથા સ્થાયી સંપત્તિઓ સંઘના કોઈપણ સદસ્ય કે બીજી કોઈપણ વ્યકિત કે સંસ્થા ભેટ આપવા ઈચ્છા ધરાવે તો સંઘનું કારોબારી મંડળ સંઘના બંધારણ અનુકુળ શરતોએ તેવી ભેટો, ફંડો, ટ્રસ્ટો કે મિલ્કતોનો સ્વીકાર કરશે.

## ૨૫ ઓડિટર :—

સંઘની સાધારણ સભા સંઘના હિસાબો તપાસવા બે ઓડિટરોની નિમણુંક કાર્યવાહક મંડળ સિવાયના સામાન્ય સભ્યોમાંથી કરશે. આવી નિયુક્તિ ત્રણ વર્ષ માટે કરવામાં આવશે. આવા નિમાયેલ ઓડિટરે સંઘના હિસાબી વર્ષના અંતે ખજાનચી દ્વારા સોંપવામાં આવેલ આવક જાવકનો હિસાબ તપાસી ૧૫ દિવસની અંદર પોતાના ઓડીટ રીપોર્ટ સાથે સંઘના મહામંત્રીને પોતાના જરૂરી સહી સિક્કાઓ કરી પાછો સોંપવાનો રહેશે.

## ૨૬ બંધારણમાં સુધારા વધારાઓ :—

સંઘના બંધારણમાં સુધારો વધારો કરવાની સુત્તા સંઘની સામાન્ય સભાને રહેશે, પરંતુ સુધારા વધારા સૂચવતો પ્રસ્તાવ પસાર કરાવવા માટે તેવી સભામાં ઉપસ્થિત સભ્યોની $\frac{2}{3}$ બહુમતી અથવા સંઘના સભ્ય પત્રકમાં નોંધાયેલ કુલ સામાન્ય સભ્યોની સંખ્યાના $\frac{1}{3}$ સભ્યો આ બેમાંથી જે સંખ્યા વધુ હોય તેટલા મત મળવા જરૂર રહેશે.

## ૨૭ સમાપન :—

જો આ સંસ્થાને બંધ કરવી હોય તો સંસ્થાનો લેવડદેવડનો હિસાબ કરી બાકી જે સંપતિ રહે તે સંઘના સભ્યો વચ્ચે વહેંચણી કરવામાં આવશે નહિ પરંતુ આ સંપત્તિ આ સંઘના ઉદ્દેશ્યોને મળતી બીજી કોઈ પાટીદાર સમાજની સંસ્થાને સોંપવામાં આવશે.

## ૨૮ અમલ :—

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર યુવક સંઘના બંધારણ અને ધારાધોરણોની ઉપયુક્ત ૨૭ કલમો આજ રોજ નખત્રાણા—કચ્છ ખાતે મળેલ સંઘના જાહેર અધિવેશનમાં સર્વાનુમતે પસાર કરવામાં આવેલ છે અને તેથી આ બંધારણ આજ સોમવાર તા. ૨૩મી મે, ૧૯૭૭ના રોજથી અમલી બને છે.

નખત્રાણા
તા. ૨૩-૫-૭૭

ખીમજી લખમશી લીંબાણી
અધિવેશન પ્રમુખ



## —: તદર્થ સમિતિ :—

| | | |
|---|---|---|
| શ્રી ખીમજી લખમશી લીંબાણી | (પ્રમુખ) | કલકત્તા |
| ,, સામજી શીવગણ પટેલ | (ઉપપ્રમુખ) | વડાગામ |
| ,, કરશન માવજી લીંબાણી | ,, | નાગપુર |
| ,, અખેરાજ પ્રેમજી સુરાણી (B.A.) | (મહામંત્રી) | કલકત્તા |
| ,, વાડીભાઈ કેશવલાલ પટેલ (M.A.B.Ed.) | (મંત્રી) | ધનસુરા |
| ,, ડૉ. શામજી લાલજી ચોપડા (M.B.B.S.) | ,, | મુંબઈ |
| ,, ધનજી મેઘજી દીવાણી | ,, | હૈદ્રાબાદ |
| ,, લખમશી નાયા નાયાણી (B.Com) | ,, | કલકત્તા |
| ,, હિરાલાલ હંસરાજ ધનાણી | ,, | નખત્રાણા |
| શ્રીમતી પુષ્પાબેન ધનજી પટેલ | ,, | મુંબઈ |
| શ્રી દેવજી વાલજી રૂડાણી | (ખજાનચી) | કલકત્તા |
| ,, નાનજી દેવજી રામાણી | (સહખજાનચી) | પુના |
| ,, વિશ્રામ હંસરાજ ધોળુ | (સભ્ય) | કલકત્તા |
| ,, જવાહર કરશન લીંબાણી (B.Com.) | ,, | કલકત્તા |
| ,, અખેરામ વાલજી પારસીયા | ,, | કલકત્તા |
| ,, કરશન પરબત નાથાણી | ,, | આસનસોલ |
| ,, રવજી જશાભાઈ ભગત | ,, | બાલાસોર |
| ,, હરિલાલ કાનજી છાભૈયા | ,, | સમ્બલપુર |
| ,, મોહનલાલ હરિભાઇ છાભૈયા (M Sc. LL.B.) | ,, | જબલપુર |
| ,, ભાણજી હરજી પારેખ | ,, | જબલપુર |
| ,, પન્નાલાલ કરશન નાયાણી | ,, | રાયપુર |
| ,, શિવજી રામજી પટેલ | ,, | રાયપુર |

| | | | |
|---|---|---|---|
| શ્રી | ઈશ્વરલાલ લાલજી પટેલ | સભ્ય | બાલાઘાટ |
| ,, | બિશનજી રામજી પટેલ | ,, | ઈન્દૌર |
| | (B.A.L.L.B.) | | |
| ,, | વાલજી અબજી વાઘાણી | ,, | દલ્હીરાજહરા |
| ,, | રતનશી હીરજી પટેલ | ,, | પુના |
| | (D.M.E.D.Auto.) | | |
| ,, | હરિલાલ વિશ્રામ પટેલ | .. | કોલ્હાપુર |
| ,, | દામજી દેવશી વેલાણી | ,, | મુંબઈ |
| | (B.Sc) | | |
| ,, | જેઠાલાલ મનજી સાંખલા | ,, | મુંબઇ |
| ,, | ધનજીભાઇ પ્રેમજી પટેલ | ,, | મુંબઇ |
| | (B.E) | | |
| ,, | જીવરાજ રામજી ભીમાણી | ,, | નાગપુર |
| ,, | હંશરાજ ખેતાભાઇ પટેલ | ,, | મદ્રાસ |
| ,, | કેશવલાલ કાનજી પટેલ | ,, | બેંગલોર |
| ,, | તેજાભાઈ દેવજી લીંબાણી | ,, | સિકંદ્રાબાદ |
| ,, | ગંગારામ હીરાલાલ સાંખલા | ,, | ન્યુ દિલ્હી |
| ,, | કરશન વિશ્રામ પોકાર | ,, | ન્યુ દિલ્હી |
| ,, | પ્રેમજીભાઈ અખેરામ વાલાણી | ,, | ધનસુરા |
| ,, | પ્રિ, રતીલાલ એલ. પટેલ | ,, | તલ્લોદ |
| | (M.Sc.) | | |
| ,, | કાન્તિલાલ ખીમજી પટેલ | ,, | ધનસુરા |
| | (B.A.) | | |
| ,, | રતીલાલ ખેતાભાઇ પટેલ | ,, | લક્ષ્મીપુરાકંપા |
| ,, | કાન્તિલાલ કે. પટેલ | ,, | ખેડબ્રહ્મા |
| ,, | કરશનદાસ ખીમજી પટેલ | ,, | દામાવાસ |
| ,, | દામુભાઇ દેવસી પટેલ | ,, | નરોડા–અમદાવાદ |
| | (M,B,B,S) | | |
| ,, | કરસનભાઈ સામજી પટેલ | ,, | સુરત |
| ,, | હંસરાજ માધવજી રતનાણી | ,, | વડોદરા |
| ,, | કરશનદાસ માવજી પટેલ | ,, | અમદાવાદ |
| ,, | મોહનલાલ શીવજી ધોળુ | ,, | નાગલપુર |
| | B.Com. | | |

| | | | |
|---|---|---|---|
| શ્રી | અરવિંદ કરશન લીંબાણી | સભ્ય | કોટડા (જડોદર) |
| ,, | જીવરાજ દેવજી પટેલ | ,, | કોટડા (જડોદર) |
| ,, | મેઘજી પ્રેમજી રતનાણી | ,, | વિથોણ |
| ,, | કેશવલાલ વીરજી પટેલ | ,, | મથલ |
| | (B.A.L.L B Advocate) | | |
| ,, | દયારામ લધાભાઇ પટેલ | ,, | વિગોડી |
| ,, | દેવજી પ્રેમજી પટેલ | ,, | આણંદસર(મંજલ) |
| ,, | નાનાલાલ વી. ઉકાણી | ,, | ભુજ |
| | (B A.L.L B.Advocate) | | |
| ,, | શીવદાસ ગોવિંદ છાભૈયા | ,, | ભુજ |
| શ્રીમતી | પારૂલબેન આર. પટેલ | ,, | અમદાવાદ |
| | (B.A.L.L.B.) | | |
| ,, | નિર્મળાબેન ઈશ્વરભાઇ પટેલ | ,, | મુંબઈ |
| | M.A. | | |
| ,, | લક્ષ્મીબેન રવજીભાઇ પટેલ | ,, | મદ્રાસ |
| ,, | કુન્તાબેન રામજીભાઈ પટેલ | ,, | આસનસોલ |
| ,, | મંજુલાબેન નાનાલાલ ઉકાણી | ,, | ભુજ |
| | B.A. | | |
| શ્રી | માવજી ધનજી નાકરાણી | સલાહકાર | મુંબઈ |
| ,, | માવજી પેથાભાઈ પોકાર | ,, | મુંબઈ |
| | (B.A.) | | |
| ,, | પચાણ શીવજી નાકરાણી | ,, | નાગપુર |
| ,, | લાલજી ભાણજી પટેલ | ,, | પુના |
| ,, | નાનજી કાનજી પટેલ | ,, | રાયણનોમાળ |
| ,, | વિશ્રામ નથુભાઇ પટેલ | ,, | અણીયોરકંપા |
| ,, | માવજી હીરજી નાકરાણી | ,, | જબલપુર |
| ,, | રામજી શામજી પારસીયા | ,, | જબલપુર |
| ,, | દાનાભાઈ દેવશી રૂડાણી | ,, | કલકત્તા |
| ,, | ડો. વાલજીભાઈ એચ. પટેલ | ,, | ભુજ |
| | (M.B.B.S,) | | |
| ,, | કરશન રાજા પટેલ | ,, | ભુજ |





युवा स्यात्साधुयुवाध्यायक
आशिष्ठो दढिष्ठों बलिष्ठस्तस्येयं
पृथिवी सर्वा वितस्य पूर्णास्यात् ॥

—तैत्तिरीयोपनिषद्
अष्टम् अनुवाक्-(१)

સાધુ સ્વભાવવાળો નવયુવક, વેદોનો અભ્યાસુ, અત્યન્ત આશાવાન (કદી નિરાશ ન થવાવાળો), તથા અત્યન્ત દ્રઢ અને બળવાન હોય અને તેને માટે જ ધનધાન્યથી સુજલાં સુફલાં પરિપૂર્ણ સંપૂર્ણ પૃથ્વી પણ છે.



લકી પ્રેસ, ૧૪૯, લોઅર ચિતપુર રોડ, કલકત્તા ૭૦૦૦૭૩